

## વાદળીઆનુ સરરર કરતાં વિખરાઈ જવું અને સુર્યદેવનાં દર્શન થવાં.

નડીઆદમાં બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે સ્ટેશન સામે આવેલા **જુબીલીબાગ** તરફ ચોમાસામાં સાચાં મોતી સરખાં ચળકતાં વરસાદનાં ઝીણાં ઝીણાં ફોરાં થોડીવાર વરસી રહ્યા પછી તડકો નીકળ્યો; અને વરસાદની વાદળીઓ સરરર કરતી વેરઇ જઇ સૂર્યદેવનાં આખા દીવસથી બંધ રહેલાં દર્શન થયાં. તે વખતે એક ગરીબ છોકરો પોતાના પેટના ઉદરની ખાતર, અને બેપઈસા કમાવાની આશાએ મોટેથી બુમ પાડતો હતો કે જે બુમનો એવો અર્થ હતો કે—

**વાંચો, ખરીદો, ખાસ વાંચવા લાયક, મોતીનીમાળા ને હીરાનોહાર** એ નામના એક કલીન નોવેલ હાથમાં ઝાલી વેચતો હતો. આ અવાજ સાંભળીને ત્યાંથી જતા આવતા લોકોનું ધ્યાન તે તરફ ખેંચાયું, કે જયાંથી કે ઇએક ઇંગ્રીસનાં બોલના બે જુવાનો તે તરફ આવી તે છોકરા પાસે ઉભા રહ્યા.

મી. જેન્ટલમેન—(પોતાની સાથેના મીત્રને) વેલ! મી.ગુડમેન આપણે તો આ નોવેલ ખાસ ખરીદવી જોઇએ? કેમ તમારો શું મત છે?

Well Mr. Goodman, we must buy this Novel, what do you think for it ?

મી. ગુડમેન—ઓલરાઇટ મી. જેન્ટલમેન લો ત્યારે વાંચો.

Alright Mr. Gentleman Buy & read.

મી. જેન્ટલમેન– Thank you Mr. Goodman than take two copies. થેન્ક યુ મીસ્ટર ગુડમેન ત્યારે બે લો બે એટલે આપણા બન્નેની પાસે એકેક કોપી ફાઇલ તરીકે રહેશે અને પુસ્તકને તો જરૂરજ ઉત્તેજન આપવું જોઇએ, કેમ તમારો શું મતછે ?

મી. ગુડમેન—વેરીવેલ મી. જેન્ટલમેન એ તો હું સ્હેજ તમારો મત જાણવા માગતો હતો તેથી મેં એક લેવાને માટે કહ્યું, પણ પુસ્તકની બાબતમાં તમારો અભિપ્રાય ઘણો સારોછે, અને મ્હારા જે બીજા મીત્રો મુંબઈમાં છે તેમના માટે પણ બીજી છો કોપી વધારે જોઇશે.

મી. જેન્ટલમેન—ત્યારે મી. ગુડમેન બધી થઇને આઠ કોપી લો ને આ રૂપીઆ પાંચનું નોટ આપી એક રૂપીઓ પાછો લો.

( મી. ગુડમેન આઠ પુસ્તકો ખરીદે છે ને રૂપીઓ એક મીસ્ટર જેન્ટલમેનને પાછો આપે છે ).

મી. ગુડમેન—વેલ ! મી. જેન્ટલમેન, મારા પુસ્તકના પઇસા હું તમને ઘેર જઇને પાછા આપીશ. ત્યારબાદ બંન્ને મીત્રોનું બાગમાં દાખલ થવું, અને એક ઘટાદાર ઝાડની છાયા નીચે જયાં એક બેન્ચ ગોઠવવામાં આવી હતી ત્યાં બેસી વાંચવા માંડે છે. આ વખતે લગભગ સાંજના ચારેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હશે.

મી. જેન્ટલમેન પુસ્તક વાંચવાનું શરૂ કરે છે ને મી. ગુડમેન પોતાની પાસેના પુસ્તકમાં જુએ છે.

નોવેલ વાંચતાં સાંજ પડી જાય છે, ને ઘેર જઇ રાત્રે વાંચવાનું બન્ને મિત્રો શરૂ કરે છે, નોવેલમાં બહુજ રસ પડવાથી અધુરી ન રાખતાં પુરી વાંચે છે ને પાછલથી તેનાં ઘણાં વખાણ કરેછે ને ત્રીજા ભાગમાં પોતાનાં નામ ભરાવે છે.

---



# નવીન જાહેરખબર વાંચો.

અમારી કંપનીમાં દરેક જાતનો ફેન્સી માલ,—કટલેરી સામાન, પરફ્યુમરી જેવાકે,— દરેક જાતના તેલ, હેર ઓઇલ્સ, કન્નોજ-લખન્નૌના શુધ્ધ અત્તરો—દરેક જાતના વિલાયતી સેંટો, વિલાયતી તેમજ દેશી પેટન્ટ દવાઓ દરેક જાતના નાવાના સાબુ, ગુલાબ જળ, કોલર્સ ટાઇ, રૂમાલ, મોજા, ગેલીસ દરેક જાતના બટન્સ, સીગાર સીગારેટસ, ડીઝનાં ફાન્સ, ગ્લોપ, ચીમનીઓ, લેમ્પો, વિગેરે દરેક જાતનો માલ, જથાબંધ અમારી પાસે સ્ટોકમાં રહે છે. તેમજ કોઇપણ માલ જુજ કમીશન લઇ બજારમાં ખરીદ કરી મોકલી આપવામાં આવે છે તેમજ કમીશનથી વેચી આપવામાં આવે છે, કીટશન લાઇટ અમારે ત્યાં ભાડે મળે છે તેને લગતો સામાન પણ જથાબંધ સ્ટોકમાં રાખીએ છીએ. બહારગામ વી. પી. થી મોકલવામાં આવશે એક વખત ટ્રાયલ ઓર્ડર આપી ખાત્રી કરો

**અમારૂં સરનામું તમારી બુકમાં બરાબર નોંધી રાખશો**

**ચુનીલાલ પરશોતમદાસ શાહની કું૦**

**પરફ્યુમરી મરચન્ટસ એન્ડ કમીશન એજન્ટસ.**

**સાંથ પીપલી—નડીઆદ.**

# *Haribhai Dadabhai Patel*

## Santh Pipli;- Nadiad

કીટસન લાઇટ, પરીઓના ડ્રેસ તથા લગ્ન માટે મંડપ બાંધવાના સુશોભીત ચિત્રવાળા દરવાજા વિગેરે ભાડે આપનાર અને પાન, બીડાંઓ વિગેરે છુટક ને



જથાબંધ વેચનાર.

## પટેલ હરીભાઈ દાદાભાઈ,

## સાંથ પીપળી,– નડીઆદ.

# ISHWARBHAI B, PATEL

## Photographer & Enlarger

## Lakhawad-NADIAD.

ખાસ ફોટાના શોખીનોને માટેજ—

અમારૂં ફોટોગ્રાફીક એડરેસ આપની ડાયરીમાં જરૂર નોંધીલો, જેથી ફોટો પડાવાના પ્રસંગે આપને બીજી કોઈ કંપનીનું નામ જોવાની તસ્દી પડશેનહીં.

જ્યારે આપને ફેન્સી ફોટાની જરૂર પડે ત્યારે તમારી ડાયરીમાં અમારૂં એડરેસ વાંચો.

બીજું આ ને જણાવવાની રજા લઈએ છીએ કે-અમો ફોટો એનલાર્જ ગનું તથા દરેક નાની અને મોટી કોપી ઉપર રંગીત સુંદર ભીન્ન કામ કરી આપીએ છીએ.

નડીઆદમાંજ અમારી ફોટોગ્રાફીક કંપનીમાં નીચે પ્રમાણે સસ્તા દર રાખવામાં આવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| કાર્ડ સાઇઝ | ૧—૮—૦ | ૮ x ૧૦ | રૂ. ૮— —૦ |
| કેબીનેટ | ૩—૦—૦ | ૧૨ x ૧૦ | રૂ. ૧૨-૦-૦ |
| ફુલસાઇઝ | રૂ. ૬-૦—૦ | લોકેટ ફોટા ૪ કોપીના | ૦-૧૨—૦ |

દરેક ઓર્ડર માટે હાફ-ચાર્જ એડવાન્સ લેવામાં આવેછે.

અમારૂં ફોટોગ્રાફીક એડરેસ—

## ઈશ્વરભાઈ બાબરભાઇ પટેલ

ફોટોગ્રાફર એન્ડ એનલાર્જર,

લખાવાડ—નડીઆદ.

ભ૨૦૧

# *Messrs, PATEL & CO.*

## *Doomaral Bazar*

## *NADIAD No, 1/32*

# મેર્શસ પી. એન્ડ કુંo

## ઠેકાણું— ડુમરાલ બજાર,

## નડીઆદ નંo ૧/૩૨.




ઉપર જણાવેલી કંપનીમાં દરેક જાતનું ફેન્સી ફુરનીચર તથા સ્ટેશનર્સ, સેંન્ટ, હેર-ઓઈલ, રૂમાલ દરેક જાતના કોલર, ટાઇ, મોજા તથા બટનો ઘણી જાતનો માલ કીફાયત ભાવે મળસે, તબીયત ખુશ કરનાર તેલો તથા સેન્ટ્રો કામીનીયા, ઓટોપરસ્તાન, દીલબહાર, ઓટોરોજ, દીલપસંદ, ઓટોમોહીની વીગેરે કીફાયત ભાવે મળશે.

પ્રમાણીકપણું એ અમારી દુકાનનું ભુષણ છે.

તાo ૬o—યાદ રાખવું કે દરેક માલ વી.પી.થી રવાના થશે.

**પ્રોપાયટર—નારણદાસ એલ. પટેલ.**

૭૮૬

# ધી ઈસલામ બ્રધર્સ.

## ઈબ્રાહીમ રહીમની કંપની.

**સાંથપીપળી, જુમામસીદની પાસે–નડીઆદ.**

અમારી દુકાને દરેક જાતનું ફેન્સી ફરનીચર તથા રબ્બરના બચ્ચાંને રમવાનાં બોલ તથા તરેહતરેહ-વારનાં સુંદર ફેન્સી રમકડાં તથા સુગંધીદાર તેલ, અત્તરો, સેંટ, સાબુ, સાચાં મોતીનો સુરમો તથા દરેક જાતની ફેન્સી ચીજો કમીશનથી લીલામ કરીશું. કમીશનથી કોઈપણ ચીજ વેચવાની હોયતો આ કંપની જુજ કમીશન લઇ વેચી આપશે, જુનો માલ પણ લીલામ કરી આપીશું, સાચી ઘડીઆલો તથા કલોક, ચીમનીઓ, લેમ્પ, હોલ્ડરો, બત્તીઓ કીફાયત ભાવે વેચવામાં આવે છે, કાચના સુંદર ચીત્રવાળા લોટાઓ, રકાબી-પ્યાલાઓ, હાલતાંચાલતાં રમકડાં, તથા પટાઓ અને ખીસામાં રાખવાનાં પાકીટો, લાકડીઓ, ટીનની નાની સુંદર પેટીઓ, કોલરો, ટાઇઓ, બાલ કાઢવાના સાબુઓ, સ્ત્રીઓનો શણુગાર, પેન્સીલો, હોલ્ડરો, ચાંપો વિગેરે ફેન્સી ચીજો મળશે. એકવાર પધારી ખાત્રી કરો.

શ્રી પરમાત્માને નમઃ | બોલો શ્રીરણછોડરાયકી જય

શોખીનોએ તબીયત ખુશ કરવી હોય તોજ વાંચજો—

# ખાસ વાંચવા લાયક-



ગુમ થયેલી

## મોતીનીમાળા ને હીરાનોહાર

ભાગ ૨ જો.

## સ્પેશીઅલનો સપાટો—

અને

## મીયાના પાનનો પ્રતાપ.

---



મુંબઈ અલબેલીને છેલ્લી સલામ કરવી ધારીને પ્રભાતના પ્હોરમાં, ગુલાબી ઠંડી હવામાં અને રળીઆમણી ખુશનુમાં, તે સુસવાટા મારતી સ્પેશીઅલમાં, મોતીનીમાળા, હીરાનોહાર, બટુકડી-સાહેલી,

રસોઈઓ અને એક નોકર રીઝવર્ડ ફર્સ્ટ કલાસમાં બેસી પહેલા ભાગમાં ગુમ થયાં હતાં; તેજ સ્પેશીઅલ જેવી ગાર્ડે સીટી મારી અને હાથમાં ઝાલેલો રંગીન વાવટો ઉંચો કરી હુલાવ્યો કે તરતજ ઇન્જીન ડરાઈવરે તે નીશાનીઓ ચલાવવાની સમજીને ઇન્જીનમાં સીટી મારી અને હેંન્ડલ (હાથો) હુલાવ્યો કે તરતજ સુસવાટા મારતી સ્પેશીઅલ ઉપડી, ને જોતજોતામાં તો સ્પેશીઅલે પાંચ પચાસ માઈલ કાપી નાખ્યા.

એક બાજુએ જ્યારે સ્પેશીઅલ સુસવાટા મારતી દોડી રહી હતી ત્યારે બીજીબાજુએ ગુલાબી ઠંડીહવા પેસેંજરોને ( ઉતારૂઓને ) ઠંડક આપી રહી હતી.

આ વખતે મી. ઓલનાઈટ (હીરાનોહાર) કે જે પોતાની પ્રાણપ્યારી, રસીલી, વ્હાલી, મનની-માનીતી સુંદરી, મધુરી મોતીનીમાળાના હસમુખા, અને પૂર્ણ પ્રેમથી ખીલી રહેલા આનંદીત ગુલાબી ચહેરા તરફ એકી ટશે નીહાળી રહ્યા હતા અને તેણીની સૌંદર્યતામાં લીન થઈ ગયા હતા. ત્યારે મોતીનીમાળા પણ પોતાના મનગમતા માનીતા વ્હાલા પ્યારા રસીલા છબીલા હૈયાનાહાર હીરાનાહારનો ખુશનુંમાં ખીલી રહેલો ચહેરો એકી ટશે જોઈ જોઇને ધરાતી ન્હોતી. આ બંને પ્રેમીઓની ચકોર ચક્ષુઓમાંથી પ્રેમના પલકારા પ્રસરી રહ્યા હતા; આ વખતે તે સુંદર રીઝવર્ડ ફર્સ્ટ કલાસ કમ્પાર્ટમેન્ટમાં આનંદ, આનંદ અને આનંદ છવાઇ રહયોહતો.

અહા ! ઉપર વર્ણવેલો શીન આ દુનીયામાં, કળીયુગમાં કયાં સુધી હસ્તી ધરાવે કારણકે અતિશય પ્રેમ લોક

વાકયા મુજબ વધારે વખત બહુ ટકી શકતો નથી કે પછી એ પ્રેમીઓના પવિત્ર સીનને કોઇ નાપાકની નજર લાગી હોય તેથી તે આનંદમય સીન થોડીવારતો બદલાયો.

મી. ઓલરાઇટનો હસમુખો ચ્હેરો ઉતરવા લાગ્યો અને તેમનું મન વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યું અને તે ફર્સ્ટ કલાસની સુંવાળી નરમ બેઠકપર લાંબા થઇ સુતા. ચતુર મોતીનીમાળા ચેતી ગઇ અને તેણીની અત્યાર સુધીની અખત્યાર કરેલી ચુપકીમાં ભંગ પડયો.

**મોતીનીમાળા**—કેમ વ્હાલા ? સ્હવારના પ્હોરમાં કેમ સુઇ ગયા, તબીયત તો ઠીક છે ને પ્યારા ?

[તેમ છતાં પણ મી. ઓલરાઇટ નહી બોલવાથી તરતજ મોતીનીમાળા ગભરાતી ફરી પાછી પુછવા લાગી].

**મોતીનીમાળા**—બોલોને વ્હાલા ? મારા પ્યારા આમ શું કરો છો ? બોલો, બોલો, નાથ, જરા હસીને તો બોલો ?

**મી. ઓલરાઇટ**—બોલુછું ને પ્યારી, પણ તમે કેમ ગભરાઓ છો ?

**મોતીનીમાળા**—પ્યારા તમને મેં બોલાવ્યા ને તમે ના બોલ્યા તેથી; પણ વ્હાલા આપની તબીયત તો ઠીક છે ને?

**મી. ઓલરાઇટ**—પ્યારી તબીયત તો મઝામાં છે પણ આ ઠંડી હવાથી સરદી થઇ હોય એમ લાગે છે.

તરતજ મોતીનીમાળાએ પોતાના પ્રાણપ્યારાની ઠંડી ઉડાડવા

માટે રૂવાબથી નોકરને ગરમ બ્લુ ઓવરકોટ ( Blue Overcoat-ભુરો પગથી તે ગળા સુધીનું શરીર ઢંકાય તેવો ઝભો ) લાવવા માટે હુકમ કર્યો કે તરતજ નોકર તે સુશોભીત ઉભા સોનેરી કફ તથા કોલર વાળો ઓવરકોટ લાવી હાજર કર્યો કે જે ઓવરકોટને લઇ મોતીનીમાળાએ હરતે વદને મી. ઓલરાઈટને આપ્યો. અને રસોઈયા ને ઇલેકટરીક પાવરવાળા સ્ટવપર જલ્દી દુધની સ્ટરોંગ ચાહ ગરમ સુવાસિક લેહેજતદાર મસાળો નાખી તઇયાર કરી લાવવા હુકમ કર્યો. પાંચ મીનીટમાં ચાહ તઇયાર થઇ ને મોતીનીમાળા ને હોરાનાહાર ના સુંદર રંગીન ચીત્રવાળા ચાંદીના રકાબી પ્યાલા, એક સુંદર સોનેરી ટાટમાં ગોઠવી સાથે કપુરી પાન અને મસાલાની નાજુક ફેન્સી સુંદર ચળકતી ડાબડીઓ ગોઠવી, બટુકડી સાહેલી તે ટાટ લાવી તેમની તહેનાતમાં ટેબલપર રજુ કર્યો.

તરતજ તે સોનેરી સુંદર ટાટમાંથી મોતીનીમાળાએ એક ફેન્સી કપ હાથમાં લઇ કોમળ કંઠે બોલી;–

**મોતીનીમાળા**—(મી. ઓલરાઇટને) લો, વ્હાલા, જરા આ ગરમ ચા પીઓ એટલે ટંઢી ઉડી જશે, અતો જરા હવા ફેર થઈ તેમાં મારા પ્યારા એમ થયું.

**મી. ઓલરાઇટ**—Yes my Dear, you are right. ( હા મારી પ્યારી તમારૂ કહેવું ખરૂં છે) પણ વ્હાલી તમે તો ચાહ પીઓ.

**મોતીનીમાળા**–હા વ્હાલા, લો ત્યારે આપણે બંન્ને સાથે ચાહ પીએ.

( પ્રેમથી દુધનાં ચાહપાણી પીવાય છે. )

એક બાજુએ જયારે મોં મલકાવતાં મોતીનીમાળા ને મી. હીરાનોહાર ટેસ્ટથી ચાહપાણી પી રહયાં છે ત્યારે બીજી બાજુએ Servant Compound (નોકરને માટે ઈલાયદી બેઠક)માં નોકર રસોઈયો ને બટુકડી સાહેની પણ પોતપોતાની શરદી દુર કરવાને ચાહપાણી ગટગટાવાને ભૂલ્યાં ન્હોતાં.

## ત્યારબાદ ટીફીન ખલાસ થાય છે.



તરતજ મો. ઓલરાઈટ Elec ric Silver Bell ( વીજળીક ચાંદીની ઘંટડી ) ની ચાંપ દબાવે છે કે તરતજ સુંદર ટનનનનો અવાજ થાયછે તે સાંભળતાની સાથેજ નોકર આવી હાજર થાયછે

મી. ઓલરાઇટ—Go on take away this Kachara a -once.

ચલાવ, ઉઠાવ ઠીકરાં જલ્દી.

હુકમ થતાંનીજ સાથે નોકર તે સુંદર રકાબી-પ્યાલા ચાંદીના ફેન્શી નકશીદાર ટાટમાં ગોઠવી, ધોઈ, ટુવાલથી સાફ કરી, યોગ્ય જગાએ મુકી દીધાં, અને વધુ હુકમની રાહ જોતો ઉભો રહયો.

તરતજ મનમોહીની મોતીનીમાળાએ પોતાના કોમળ

કર વડે, કપુરી પુનાના પાનની બીડી, સુવાશીક ટેસ્ટદાર મસાલો નાખી બનાવી, કે જે નાજુક બીડીમાં સેનસેનની બે ગોળીઓ પણ મુકવામાં આવી હતી, તે બીડી પ્રિયાએ પોતાના કોમળ કરની નાજુક આંગળીએ પકડી મીસ્ટર ઓલરાઇટને હાથોહાથ આપી.

આપીતો ખરી પણ પ્રેમનું પહેલુંજ પાન આપતાં પાછો હસ્તમેળાપ થતાં તે બેઉના શરીરને, પહેલા ભાગમાં પહેલીજ મુલાકાત થતાં વિકટોરીયા ગાર્ડનમાંથી બહાર આવી, વિકટોરીયામાં સાથે બેસી, કોટમાં, એમ્પાયર થીયેટરમાં શીનેમેટોગ્રાફ જોવા ગયાં હતાં અને ત્યાં રૂમાલ ની અદલાબદલી કરતી વખતે જેવો વિજળીક કમ્પારો થયો હતો તેથી પણ વિશેષ આ વખતે તે પ્રેમી કપલના નાજુક બદનને થયો.

પાન ચાવતાંની સાથેજ મોતીનીમાળાના હોઠ લાલઘુમ થઈ ગયા, મી. ઓલરાઈટની નજરતો, તેણીના તેજસ્વી પૂર્ણીમાના ચંદ્ર સમ ખીલી રહેલા ફુલગુલાબી હશમુખા અને પૂર્ણપ્રેમથી ખીલતા ચ્હેરાની સ્હામી ને સ્હામીજ હતી, તે આખરે એકદમ પ્રેમના આવેશમાં આવી મી. ઓલરાઇટે પોતાની પ્રાણપ્યારી વ્હાલી મોતીનીમાળાના નરમ સુંવાળા ગાલપર એક આસ્તેથી કીશ (બચી-ચુમી) કરી. કીશ કરીતો ખરી પણ તેણીના નરમ સુંવાળા ગાલ પર તે કીશની લાલ નીશાની મધ્યમાં થઇ ગઇ.

**હીરાનોહાર**--ડીયર, આયનામાં જો તો ખરી કે તારા ગાલ પર ડાઘ શાનો છે ?

ભોળી મોતીનીમાળાએ તરતજ આયનામાં જોયું ને મીસ્ટર હીરાનાહારનો પુછવાનો મરમ સમજી ગઇ ને બોલી.

**મોતીનીમાળા**—એતો ડાઘ ન્હોય પ્યારા પણ પ્રેમથી આપે કરેલી કીશની નીશાની.

**હીરાનોહાર**—પણ ડીયર આજ કાંઇ તારી કાંન્તીનો કોઇ મને અલોકીક પ્રકાશ દેખાય છે.

**મોતીનીમાળા**—પ્યારા, આમ વખાણ કરી મને વધુ ના શરમાવો. વ્હાલા, તમારી આવી પ્રેમની નીશાનીઓ તો મને સદાયે થતીજ રહે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

**હીરાનોહાર**—(હસતાં, હસતાં) વ્હાલી, એમ કરી મેં તને ડાઘનું નામ દઇ છેતરી.

Alright—Excuse my love Moti for this fun,

**હીરાનોહાર**—મારી કરેલી મશ્કરી માટે ક્ષમા ચાહુ છું,

Motinimala—Don't mention my love, Never mind.

**મોતીનીમાળા**—મારા પ્યારા એમ ના બોલો, કાંઇ હરકત નહીં.

Alright—my love Moti, tell Batuk to put one good record on Gramophone.

**હીરાનોહાર**—વ્હાલી મોતી, બટુકને કહે કે એકાદ સારી રેકર્ડ ગ્રામોફોનપર મુકે.

Motinimala—You Batuk,

**મોતીનીમાળા**—અરે બટુક ?

Batukdi Saheli—Coming madam.

**બટુક**—આવી બા.

Motinimala—Bring gramophone & put one good record.

**મોતીનીમાળા**—ગ્રામોફોન લાવી એકાદ સારી પ્લેટ મુક.

Motinimala—my dear, what song you like ?

**મોતીનીમાળા**—પ્યારા તમને કયું ગાયન પસંદ છે ?

Alright—I like my love.—
Dhima dhima chalone mara pranre,

**હીરાનોહાર**—મને તો પ્યારી, ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે, એ ગાયન પસંદ છે.

**બટુકડી સાહેલી**—બા, કઇ પ્લેટ પહેલી મુકું ?

**મોતીનીમાળા—ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે,**

હુકમ થતાંની સાથેજ બટુકડી સાહેલી ઉપરની પ્લેટ મુકી, વિજળીક ગ્રામોફોનનું બટન દબાવે છે કે તે પ્રખ્યાત ગાયનનો સુંદર શરોદ જોડે પ્રમાણે વાગે છે.

ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે—૨
પગ નાજુક તમારા આ મચકઇ જશે
કમર લચકઈ જશે—ઓ સુજાણરે—ધીમા

સાખી.

નાજુક વેલી ફુલ શમી, કોમળ તુજ આ કાય;
ધડકે છાતી શ્વાસથી, એ અંચળથી ઓળખાય.

પરશેવાનાં બીંદુ આ બાઝયાં મુખે
મુખ રાતુ થયું, થાક અતી દુખે
જરા છાતીપરે લ્યો વિશામો સુખે–ઓ સુજાણરે—ધીમા

સોભાગ્ય-સુંદરી નાટક.

Alright—I like very-much this good song my dear Moti,

**મી. ઓલરાઇટ**—મારી વ્હાલી મોતી, મને તો આ ગાયન બહુજ પસંદ છે.

Motinimala—Do you wish to hear again my love.

**મોતીનીમાળા**—મારા પ્યારા ફરીથી સાંભળવું છે ?

Alright—Do as you like my darling.

**મી. ઓલરાઇટ**—મારા પ્રાણ, તમને જેમ પસંદ પડે, તેમ કરો.

Motinimala—Go on again Batuk,.

**મોતીનીમાળા**—ચલાવ ફરીથી બટુક ?

હુકમ થતાં બટુકડી-સાહેલી તે ગાયન ફરીથી વગાડે છે

**બીજી વાર 'ધીમા ધીમાનું' ગાયન વાગી રહ્યા બાદ મી. ઓલરાઇટનો બીજી રેકર્ડ મુકવાનો હુકમ થયો.**

Alright—Dear, tell Batuk to put next record of 'Chalo Saheli's Garba'.

**મી. ઓલરાઈટ**—વ્હાલી, બટુકને કહે કે બીજી રેકર્ડ 'ચાલો સાહેલી'ની મુકે.

Motinimala—Batuk? put Chalo-Saheli's garba

**જેવો બાસાહેબ મોતીનીમાળાનો હુકમ થાય છે કે તરતજ બટુકડી સાહેલી 'ચાલો સાહેલી'ના ગરબાની પ્લેટ ચાલુ કરી, ચાલુ થતાંનીજ સાથે તે પ્લેટ નીચે પ્રમાણે સરસ વાગતી સંભળાવા લાગી.**

ગરબો.

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં સૌ મળીને દર્શન કરીએ....
દુઃખ હરનારી, સુખ કરનારી, મનિં માની અંતર ધરીએ....
ચાલો સાહેલી—
ભાવ ધરીજો પૂજન કરીએ, તો ભવ સિંધુથી તરીએ....
ચુવા ચંદન કુમ-કુમ કેશર, અર્ચન કરી આ મન ઠરીએ,
અબીલ ગુલાલ ને પુષ્પ-માળથી, માને વધાવી મંદીર ભરીએ.
ચાલો સાહેલી—

**સૌભાગ્ય-સુંદરી નાટક.**

Alright—Oh! Very good garba my love.

**મી. ઓલરાઇટ—અહા ! મારી વ્હાલી, બહુજ સરસ ગરબો.**

Motinimala— Yes my love.

મોતીનીમાળા— હા મારા વ્હાલા.

Alright— go on put Record No. 3.

મી, ઓલરાઇટ— ચલાવ રેકર્ડ નંબર ૩.

જોતજોતામાં નંબર ત્રણ વાળી રેકર્ડ બટુક ચાલુ કરેછે, જે નીચે પ્રમાણે વાગતી સાંભળતાં આનંદ ઉપજાવે છે.

રેકર્ડ નંબર ૩.

લલીતા— વાલમજી સાડી ગુલાબી મંગાવો—૨
સાડી મંગાવો, પોલકુ શીલાવો— વાલમજી
પોલકુ શીલાવો, મોતીડાં ટંકાવો

જુગલ— આખા દરીઆનાં

લલીતા— બંગડી બે હીરાની મોંઘી જડાવો.

જુગલ—ટ્રાન્સવાલ કાગલતો કયારનોએ લખ્યો છે પણ હજુ
બ્હેરનો જવાબ આવ્યો નથી. વાલમજી—

લલીતા— કેમ મંગાવશો કે?

જુગલ— હાજી.

લલીતા— શાથી ?

જુગલ— તારથી.

લલીતા— કેવા તારથી ?

જુગલ—હમણાં મોંઢેથી વાત કરવાનો નવો સંચો નીકળ્યોછે.

લલીતા— મુરતમાંજ જણાયછે, ધુતારાના ઢંગ;
જેવો વાંણો પુરશે, તેવો ચડશે રંગ.

જુગલ—હાંશીના ઉલ્લાશમાં રસીલી ના રોસાઈએ. વાલમજી-

રેકર્ડ નંબર ત્રણ જેવી વાગી રહે છે કે તરતજ સ્પેશીઅલ સ્ટોપ થાય છે, અને પોર્ટરો બુમ મારેછે કે—

**સુરત, સુરત; સુરત.**





Alright—Dear Moti, tell Batuk to take well-known Ghari of Surat

**મી. ઓલરાઇટ—વ્હાલી મોતી,** બટુકને કહે કે સુરતની પ્રખ્યાત **ઘારી** લે.

Motinimala— Yes my love, telling

**મોતીનીમાળા— હા મારા વ્હાલા,** કહું છું.

જેવો તે નાજુક કોમળાંગી મધુરી મોતીનીમાળાના મનગમતા માનીતા વ્હાલા મી. હીરાનાહાર ( ઓલરાઇટ-બાબુ ) નો હુકમ થયો કે તરતજ ઝડપથી તે નાજુક વેલીએ પોતાનો નાજુક ફેન્સી ભુરી મખમલની, સોનેરી ઝીકના હેંન્ડલ (પકડવાનો હાથે) વાળી મનીપર્સ (પાકીટ) માંથી બે ચળકતી નવી ગીનીઓ બહાર કાઢી, પાકીટ બંધ કરી, બટુકને બોલાવી, ગીનીઓ આપી, અને તેણીને પ્લેટફોર્મ ( રેલ્વેમાંથી ઉતારૂઓને ઉતરવાની જગા ) પરથી, ત્યાં વેચાવા આવેલો સુરતની પ્રખ્યાત ઘારી સારી જોઇને લેવા માટે કહ્યું.

હુકમ થતાંજ બટુક બે ગીનીઓ હાથમાં ખખડાવતી ડબામાં થી નીચે ઉતરી, ઘારીનો નમુનો લાવી, મનમોહીની **મોતીનીમાળા** ની પાસે આવી ઘારીનો નમુનો આપી દુર ઉભી રહી.

**મોતીનીમાળાએ** તે નમુનાની ધારી **મી. ઓલરાઇટને** આપી ને બોલી, વ્હાલા ચાખી જુવો, અને તમે પાસ કરો તો લઇએ. તરતજ **મી, ઓલરાઇટ** ધારી ખાય છે અને પસંદ પડતાં લેવા માટે હા પાડે છે કે તરતજ-

**મોતીનીમાળા**—બટુક? જા લે, તાકીદ કર.

**બટુક**—હમણાં લાવુછું બા.

તરતજ બટુકને ઓર્ડર થતાં, તે ધારી ખરીદ કરે છે અને તે લાવી, મોતીનીમાળાને બતલાવી પછી તેને કેન (નેતર) ની મોટી બાસ્કીટોમાં, અંદર રંગીત બારીક ચીનાઈ–કાગલો પાથરી, તેમાં ગોઠવવા માંડે છે, એટલામાં પાછી બેલ વાગે છે કે તરતજ પાછી બટુક તેણીની વહાલી શેઠાણી મોતીનીમાળા પાસે જઇ, હુકમની રાહ જુવે છે.

**મોતીનીમાળા**—બા, ભટને કહે કે થોડી ધારી લાવે'

**બટુક**— કહુ બા.

તરતજ બટુક પાછી બાસ્કીટ પાસે આવી, અને એક ચાંદીના ફેન્શી નકશીદાર મોટા ટાટમાં થોડી ધારીઓ ગોઠવી, ભટને તે ટાટ તેણીની શેઠાણી **મોતીનીમાળા** પાસે લઈ જવા કહ્યું. તરત ભટ તે ટાટ લઈ, અંદર જઇ, ટેબલપર ગોઠવી પાછો આવે છે.

તરતજ મોતીનીમાળાએ પોતાની બેઠક મી. ઓલરાઇટની જોડે લીધી, અને તે સુંદર ટાટમાંથી એક ધારી ભાગી મી. ઓલરાઇટના મોં મોં મુકી, આ વખતે મી. ઓલરાઇટને હસવું આવતું હતું, પણ જો હશે તો મોં મોંની ધારી બહાર નીકળી જાય તેથી હસવું દબાવી રાખી, ધારી ખઇ પછીથી તેમણે પણ બીજી એક નવી ધારી

ભાગી તેમણે પણ તે મનમોહીની વહાલી મોતીનીમાળાના મોં માં મુકવા પ્રયત્ન કર્યો કે તરતજ તે મધુરી માલતી ચેતી ગઇ અને તેમ કરતાં અટકાવા માટે તેણીએ ઝડપથી **મી. ઓલરાઇટનો હાથ** ઝાલ્યો અને બોલી—

**મોતીનીમાળા—નાથ એમ ના કરો.**

**મી. ઓલરાઇટ—એમ તે ના કેમ કરે.** જેવું તમે કર્યું, ને શીખવાડયું તેવુંજ હું કરૂંછું.

હાથ છોડવતાંને મોં ઝાલી ધારી ખવડાવી, પણ તે સુંદર-સુંદરીનું મોં લાલધુમ થઇ ગયું.

**મોતીનીમાળા—વાહ મારા વ્હાલા વાહ.**

**ઓલરાઈટ—કેમ ઠીક થયું ને વ્હાલી.**

**મોતીનીમાળા**—વહાલા, તમારા પંઝામાં આવી તે છોડો?

**મી ઓલરાઈટ**—એમાં પંઝામાં શાનું પ્યારી ?

## આ વખતે ગાર્ડે સીટી મારી કે તરતજ સુસવાટા મારતી સ્પેસીઅલ સુરત—સ્ટેશનેથી ઉપડી.

બટુકડી સાહેલી, ભટને ટાટ આપ્યા પછી, ધારીઓ પાછી બાસ્કીટોમાં ભરવા માંડે છે, ભરતા ભરતામાંતો પાંચશેર–દશેર ધારીનો ધાણુ વરી જાય છે—**જુવો હિસાબ—**

**મોતીનીમાળા** ને **હીરાનોહાર** ટેસ્ટથી ત્રણશેર ધારી જમેછે, બટુકનું ગજું શેર જેટલું તે શેર ખાય છે; પણ બાકીની છશેર ધારી ભટ ને રામો થઇ, પુરી કરી હોઇઆં બોલાવે છે.

**બટુક**—( ભટ તથા રામાને ) મુવા ? પાંચશેર–છશેર ધારી હોઇઆં કરી ગયા તે બા જાણશે તો મારી ધુળ કાઢી નાંખશે ?

**ભટ**—હવે તું તારે છાનીમાની બેશને ? તારે મહીં જરાક અમથુ ખાવા જોઇએ એટલે ? પણ હમેતો અલમસ્ત આદમી, તે પાંછેર–છશેરમાં શું જોયું ? હજુ લાવ બીજી તો ઝાપટી જઇએ ?

**બટુક**—પણ ઉછેદીઆ ? એ તો ખાસ શેઠ–શેઠાણીને નાસ્તો કરવા માટે લીધી છે, ને આમ પુરી કરશો તો બા મને વઢશે:?

**રામો**—એમાંતે બા તને શું વઢવાનાં છે? ખાવાની ચીજ તે એ ખાયને આપણે ખઇએ ? (ભટ તરફ જોઇને ) ધારીતો અગદી ચાંગલી હે ? મારી બેટી નરદમ ઘી ને ખાંડ.

**ભટ**—એ તો દુધના માવા બાપા દુધના. મસાલા ખાવાના તે આનું નામ. (બટુકને) અલી લાવ બીજી થોડી ઝાપટીએ ?

**બટુક**—તો મુવા ઉછેદીઆઓ ? આ બીજું ઘણુંએ ખાવાનું છે તે ખાવને ?

**રામો**—અરે કચરપટી કોણ સાલા ખાતા હે ? હમતો મસાલા ખાનેવાલા? ખઇએ નહીં તો કામ કયાંથી થાય, એતો ખાધેજ પાર. (ભટ ને રામો બીજી ધારીઓ માગે છે, બટુક આપતી નથી, તેથી તે બેજણ તેને પજવે છે, આખરે બટુક તેઓનાથી કંટાળી તેણીની બાસાહેબ **મોતીનીમાળા** પાસે ફરીઆદ કરવા જાય છે.

જાહેરખબર.

# મફત,

# મફત; મફત.

# આંખના દરદીઓ

# ને ખુશખબર,

એક પોષ્ટ-કાર્ડ લખવાથી સાચા મોતીનો સફેદ સુરમો અમારા ખર્ચે સેંમ્પલ દાખલ મફત મોકલવામાં આવશે.

લખો— એચ. એચ. દેસાઈ,

નડીઆદ. (ગુજરાત).

**બટુક**—બા, જુવોને ? મુવા ભટડાએ ને રામલાએ બે જણે થઇને પાંચ્છેર-છશેર ધારીનો ધાણ વારી નાખ્યો તોય હજુ મારો છાલ છોડતા નથી ? ને મને કહેછે કે હજુ બીજી લાય બસ લાય ? એમ કરીને મને પજવે છે બા ?

**મોતીનીમાળા**—જા, ભટને કહે કે ધારીતો શેઠના માટે ખાસ નાસ્તો કરવા સારૂ લીધીછે? એમને ખાવુ હોય તો બીજું ઘણુંએ છે તે ખાય ખુશીથી ?

**બટુક**—(ભટ તથા રામાને) જુવો ? બા કહે છે કે ધારીતો ખાસ શેઠને નાસ્તો કરવા સારૂ લીધીછે ? તમારે ખાવુ હોય તો બીજું ઘણુંએ ખાવાનું છે તે ખાવ ?

**ભટ**—પણ તેં ફરીયાદ ચ્યમ કરી ? હેં અલ્યા રામલા બોલને ? ખરૂંને ? હાહુનાના તુ ચમ નથી બોલતો ?

રામો—(મરાઠીમાં) **हो हो दादा ? तुमची गोष्ट खरी आहेत.**

આમ મ્હોટેથી વાત કરતાં સ્હેજ ગડબડ થાય છે કે તરતજ **મી. ઓલરાઇટ** ઇલેકટરીક બેલનું બટન દબાવે છે કે **બટુક** ત્યાં જઇ દુર ઉભી રહે છે, બીજીવાર બટન દબાવે છે કે સરવંટ કંમ્પાઉન્ડમાં રાખવામાં આવેલી બેલ (ઘંટડી) ફરી પાછી વાગે છે કે **ભટ** ત્યાં જઇ બ્હીતો બ્હીતો દુર ઉભો રહે છે કે વળી પાછી ત્રીજી વાર બેલ વાગે છે કે **રામો** ભડકે છે ને બોલે છે કે **હાય-હાય**

એ પોદરીચા કાય ગોટાળા ઝાલા ? એ હય કાય હય ? ગરીબ બાપડો રામો, ધરૂજતો-ધરૂજતો ત્યાં જઇ, ભટ ને બટુકથી પણ પોતે દોઢ હાથ દુર ઉભો રહે છે.

**મોતીનીમાળા**—બટુક ? બેશ અહીં મારી જોડે ? ધારી ભરી બાસ્કીટો બરાબર પેક કરીછેને ?

તરતજ બટુક હુકમ થતાં તેણીની વ્હાલી શેઠાણી **મોતીની-માળા** પાસે બેસે છે ને બોલે છે કે-

**બટુક**—હા બા ? બાસ્કીટની મહી પહેલા ચારેબાજુ કાગળો ગોઠવીને પછી સાચવીને ધારી ભરી, બરાબર પેક કરીછે બા ?

**મી. ઓલરાઇટ**—કેમ ભટ ? ક્યારનો શું તકરાર કરે છે ?

**ભટ**—કંઇ નહી શેઠજી.

**મી. ઓલરાઇટ**—ત્યારે આ બટુક શેની ધારીની તકરાર લાવીછે ?

**ભટ**—એતો શેઠજી અમથી ભઈછાબ ?

**બટુક**—હોવે અમથી ભઇછાબ ? હવે કેવું જુઠું બોલે છે ?

**મી. ઓલરાઇટ**—કેમ તને બટુકે ધારી આપી કે નહિં ?

**આ વખતે દોઢ હાથ દુર ઉભેલો રામલો, વચમાં બોલી ઉઠેછે.**

**રામો**—(મરાઠીમાં) **हो साहेब ?, दीलीतर खरी.**

**મી. ઓલરાઈટ**—ચુપ રહે બદમાશ ? કેમ વચમાં બોલેછે ? જાઓ ? ફરીથી આવી તકરાર કરશો તો બુટ મારી કાઢી મુકીશ ? સાલા લુચ્ચાઓ ? ધારી આપી તોય બીચારી-બટુકને સતાવોછો ? શરમ છે તમને ? જાઓ, આટલી વખત જવા દઉં છું પણ ખબરદાર જો હવે બટુકનું નામ દીધું તો ? એમ સમજજો કે કાઢી મુકીશ ?

**મી. ઓલરાઈટનો** ઠપકો સાંભળી ભટ ને રામાની સુસ્તીજ ઉડી ગઇ ને ગુપચુપ પોતપોતાની જગાએ બેસી, ફરી પાછી તે બે જણે અંદર અંદર ટપાટપી કરવા માંડી;—

**રામો**—(મરાઠીમાં) **यार ! तुम्ही माला फुकट शेठच्या**
**टपका खायाला लावलेत ?**
**तुंम्ही फार वाइट मनुंष्य आहे ?**

**ભટ**—( મરાઠીમાં ) [illegible] ? **तु चांगला होतास तर**
**मला हा-हा का मणत होतास ?**

**રામો**—(ગુજરાતીમાં) હા યાર ? ત્યારે આપણે બેય સરખા ? પણ મારી બેટી સુરતની-ધારીતો બડી જબરી ? ખાધી તો ખરી પણ સાલી અવળી નીકળી ગઇ યાર ?

**ભટ**—અરે યાર ? **સુરતની-ઘારી ને માહીમનો-હલવો,** એની તો વાતજ ક્યાં થાય યાર ? વાત કરતાંમાંતો દોસ્ત મોંમાંથી

પાણી છુટે છે ? બસ યાર એ ઝગડોજ જવાદેને ? નહીંતો હમણાં બેલ વાગીજ જાણજે બચ્ચા રામજી ? કે પછી તારા ને મારા બારજ વાગવાના છે ? રામો કહે કે હા યાર તારૂ કહેવું ખરૂં છે, એટલામાં **રામ જાણે કે પાછી બેલ શેની વાગેછે ?** કે પાછા બેજણ ભડકે છે ને બોલેછે કે આજ થવા શું બેઠુ છે, મારૂ બેઠું કોનું મોઢું જોયું છે કે ઘંટડી વાગતી બંધજ થતી નથી, એમ કહેતાંજ ભટ શેઠ શું કહેછે તે સાંભળવા ત્યાં જઇ દુર ઉભો રહે છે કે—

**મી. બોલેરાઇટ**—જા, આજથી તારો ને રામાનો પાંચ-પાંચ રૂપીઆ પગાર વધારી આપુંછું; પણ ખબરદાર હવે પછી તકરાર કરી બટુકનું નામ દીધું તો સુસ્તીજ ઉડાવી દઇશ ?

**ભટ**—હવે શેઠજી કોઇ દિવસ તકરાર નહિં કરીએ ?

[ત્યારબાદ ભટ, રામાને શેઠે વધારેલા પગારની ખુશખબર કહેછે. રામો ખબર સાંભળી ખુશ થાય છે, શેઠનો ને ગણપતીદાદાનો ઉપકાર માનેછે; રાજી થતાં તે બે જણ પોતપોતાને કામે વળગેછે.

**બટુક**—બા એક વાત કહેવાનીછે તે તમે હા કહોતો કહુ ?

**મોતીનીમાળા**—બેટા તને તો છુટથી વાત કરવાની સદર પરવાનગીજ છે. કહે શી વાત છે ?

**બટુક**—બા, જે વખતે આપણે બંગલા બહાર આવ્યા તે વખતે પગમાં ઘુઘરા ઘમકાવતી, અને કપાળમાં કંકુના ટીળાંવાળી ગાયમાતાના સારા શુકન થયા હતા બા.

તરતજ **મોતીનીમાળાએ** બટુકને આ વધામણીમાં એક નાજુક સોનાનો નેકળેશ સરપાવ આપી તેણીના ગળામાં પહેરાવ્યો ને કહ્યું

'આયુષ્યમાન અને સુખી થજે બેટા' વધારેમાં મી. ઓલરાઇટે મોતીનીમાળાને કહ્યુંકે વ્હાલી, એને સારાં ફેન્શી કપડાં શીવડાવજો.

મોતીનીમાળા—સારૂં પ્યારા. સરસ ફેન્શી શીવડાવીશું.

આ વખતે બટુક ખુશાખુશ થઇ જાય છે ને
મોતીનીમાળાની કોટે વળગી પડે છે.



# પ્રકરણ ૪થું.



## માનીતી-મુંબઇની મનહર કક્કાવળી.



## જોવાલાયક નામીચી જગાઓ.



## હીરા-મોતીની માતપીતાપરની ચીઠીઓ.



ૐ.



હા ! અલબેલી રમણીય-રમણીઓને રાજી કરતી, આનંદના સાગરમાં છલાછલ છલકાવતી, કુદરૂપીઓને પણ નાજુક પુટડીઓ બનાવી દેતી, કોકીલકંઠથી ટહુકા કરી રહેલી કોયલડીઓને પણ કલ્લોલ કરાવતી, ખર-માણસને પણ હુંશીયાર બનાવી દેતી, ખરેખર હિંદુસ્તાનનું પારીસ ગણાતી, ગજગામીનીઓના નાદને

પ્રાણુ ઝુલવતી, ગજરા-કળગી ને હાર-તોરાનો શોખ પુરો કરાવતી, ઘમઘમ કરતી કલ્લાંવાળી પણીઆરણોને પણ પાણી ભરાવતી, ઘરની જગ્યાએ માળાઓની હારેહાર બતલાવતી, અને ઘજવાં સંભાળી કામ કરવાને સુચવતી, ચતુર પુરૂષના ચીતને હરણ કરતી, ચતુર ચકોરીઓના મનને ચલાયમાન કરતી, છનનન-છનનન નાચ કરતી ગુણીકાઓને પણ નચવતી, છનછન કરતી ને બાપની મીલકતપર તાગડધીનાં કરતી બાળાઓને બહાવરી બનાવતી, અને જર ફુંક તો તમાસા દેખ ને જર વગરની જ્યાં વાત જૂઠી જણાવતી,

કહ્યુંછે કે—

**જરકી મોહબ્બત, જરકા પ્યાર, જર જહાંમે હારહે;**
**તો દ્રસ જગાપે દેખો યાર, જરસે બેડા પાર હે.**

ઝવેરીઓની કસોટીને પણ એકવાર ઠોકર ખવડાવતી, ઝગઝગાટ વીજળીની લાઇટનો પુરેપુરો બહાર બતલાવતી,— (લાઈટનો ખાસ ખરેખરી જોવાની બહાર દીવાળીના તહેવારોમાં છે). ટપટપ કરતી ઉંચી એડીપર ચાલતી ચતુરીઓને વધારે ચતુર બનાવતી, ટકરપર ટકર ખવડાવી નવા-માણસોને પેક કરી દેતી, ઠકરાણી સરખા હાઠ ને પણ ઢાંકી દેતી, ડચરીઓને જુવાન થવા માટે સફેદાનાં પડીકાં તઇયાર રખાવતી, ડાહી ડમરીઓને પણ ભભકામાં ગાંડી કરી દેતી, ડગમગ ડગમગ થતા થાકેલાને માટે મોટર, વિકટોરીઆ, ટ્રામવે ને રેલ્વે તઇયાર રખાવતી, ઢમઢોલ ને માંહેપોલની એકવાર મુલાકાત કરાવી દેતી, ઢણુ પઇમાને દોન દીકીઁ કહેવડાવતી, તનમન ધનને મોજશોખમાં ખુરબાન કરાવી દેતી, તમાસા માટે ખાસ નવાં શીને

આ થીયેટર ઉભી કરાવતી, થાક ના લાગે તે સારૂ વિજળીના દાદર તઈયાર રખાવતી, થાકેલા મગજને થંડક માટે કોલડરીંક તઈયાર રખાવતી, દહાડો ઉગતામાં નવા નવા રળીયામણા શીનો બતલાવતી, દહાડે નાટકો પૂર ભભકાથી ભજવાવતી, ધમધોકાર ચાલતી મીલો નો મનોહર ને ગંજાવર દેખાવ આપતી, અને ધમકારાબંધ પેપરો વિજળીથી ચાલતા મશીનોપર છપાતાં બતલાવતી. નવાનવા નાટકો બતલાવતી, નવા નવા હુન્નરો શીખવાડતી, પરસ્તાનની પરીઓના મોહને પણ એકવાર ભુલાવી દેતી, પરદેશી માલની તથા પેસેંજરો ની આવતી-જતી સ્ટીમરોનો ભવ્ય દેખાવ આપતી, ફુળફુલ માટે કાફર્ડ મારકીટ બતલાવતી, ફરવાહરવા ને હવા ખાવા માટે ચોપાટી ખુલ્લી બતલાવતી, બહારે પરસ્તાનના જેવી મઝા અહીંગાં પણ બતલાવતી, બગીચાઓમાં વિકટોરીયા ગાર્ડન વખણાવતી, ભામીની ઓનાં આભુષણ પણ વિજળીથી પોલીસ કરાવતી, ભભકા ભારી ને ખીસાં ખાલી એવાઓની પણ મુલાકાત કરાવી દેતી, મનોહર પ્રખ્યાત પથ્થરની બીલ્ડીંગો બતલાવતી, મમ્માદેવીનું મનહર મંદીર અને મનોહર તલાવ બતલાવતી;—



એવી જે અલબેલી મનોહર અને મધુરીનાં વીશેષણવાળી જે **મુંબઇ નગરી,** તેની મનહર કકકાવળી અહીંથી અધુરી રાખી, ત્યાં જોવા લાયક નામીચી અને રમણીય જગાઓનાં નામ આપવા મારી નાનકડી નાજુક અને લાડકી કલમ મને સુચવતી હોવાથી વ્હાલા વાંચકોનું ધ્યાન તે તરફ દોરૂંછું,—

## મુંબઈમાં જોવા લાયક નામીચી જગાઓ.—

૧. પ્રખ્યાત પાલવા બંદર.
૨. ઍન્ડવાગનુ રાજાબઇ ટાવર, બ્હારકોટ.
૩. તાજમહાલ હોટલ. ૪. ચોપાટી.
૫. પાયધુની. ૬. છનાછનવાળી કોટમાંની બેન્કો.
૭. સાત રસ્તા. ૮. એલફીનસ્ટન સરકલ.
૯. નવી બંધાયલી જનરલ પોષ્ટઑફીસ. ૧૦. દીવાદાંડી.
૧૧. આવવાજવાની લોકલ ટ્રેઇન બી.બી. ને જી.આઇ.પી.
૧૨. બાબુલનાથનું શુશોભીત દહેરૂં, અને
૧૩. ટાઉન-હોલ, બોરીબંદર સ્ટેશન.
૧૪. ચારેબાજુ મહાલક્ષ્મીપરના મેદાનની ફરતો કંપાઉન્ડ કે જેમાં ઘોડદોડની શરત થાય છે,
૧૫. પાણીપર બાંધેલો હેંગીન્ગ ગાર્ડન,
૧૬. હાઇકોર્ટનું મકાન,
૧૭. સફેદ પથ્થરોની મ્હોટી બીલ્ડીંગો.
૧૮, અઢારે કોમનાં જુદાં જુદાં રહેઠાણો,
૧૯. ઓવરબ્રીજો, નીચે રેલ્વે ને ઉપર ટ્રામવે.
૨૦. વિક્ટોરીયા ગાર્ડન,

ત્યારબાદ ઝવેરી બજાર, શેર બજાર, શરાફ બજાર, ખોખા બજાર, મારવાડી બજાર, ચોર બજાર, ચીરા બજાર, ભાત બજાર, ભીંડી બજાર, બંગડી બજાર, નળ બજાર, ક્રાફર્ડ મારકીટ, ટાઇમ્સ બીલ્ડીંગ, મ્યુનીસીપાલીટીનું મકાન, ગેઇટી થીયેટર, એમ્પાયર થીયેટર, ચીના બાગ, માધવબાગ, મલબાર હિલ વિગેરે ઘણી જોવા-લાયક નામીચી જગાઓ છે.

અલબેલી મુંબઇનગરીમાં સ્હવાર થઈ કે ઝવેરચંદ શેઠને ઝવેર શેઠાણી બાણુ–બગીચે ગયાં, ત્યાં તેમને માણેકચંદ શેઠે અને માણેકશેઠાણીએ આવકાર આપ્યો. સર્વેજણે ફેન્શી રાઉન્ડ ટીફીન–ટેબલની ફરતી સુંદર ભુરી મખમલની ગાદીવાળી ખુરશી ઓપર બેઠક લઈ દૂધનાં મસાલેદાર ચાહપાણીને માન આપ્યું. ત્યારબાદ રાતે સુવા મોતી ઘેર આવી નથી તેવી વાત નીકળતાં થોડીવાર વીચાર કરી સર્વેજણ પોતપોતાની વીકટોરીઆમાં બેસી ચોપાટીપર બાણુએ ભાડે રાખેલા બંગલે તપાસ માટે ગયાં; પણ ત્યાં જઇને શું જુવે છે ? ફકત ટેબલપરની બે ચીઠ્ઠીઓ શિવાય **એકદમ બંગલો ખાલીખમ.** આ વખતે તે ગુલાબી ચ્હેરાઓ સફેદ રૂની પૂની જેવા થઈજાયછે. ઝડપથી માણેકચંદ શેઠ પોતાના સરનામાવાળી ચીઠ્ઠી ફોડી નીચે પ્રમાણે વાંચે છે;—

My dear father & mother  Chawpati–Bombay
Manekchand & Ba Manek.  Date 13–3–13.

લી૰ બાણુના પાયેલાગુ વાંચશોજી. હવે આપને કંઈ પણ લખવુ ઊચીતતો નથી ધારતો; પરંતુ જતાંજતાં બે ટુંકાં વાકયો છેવટનાં લખવાંજ એમ મારા મનમાં થતું હોવાથી અને મારી શોધ આપને કરવાની તસદી ના લેવી પડે તેથી લખતો જઉંછું. હવેતો દોષમાત્ર મારા નશીબનોજછે. એક

વીટંબણામાંથી છુટો થવા જુદો બંગલો રાખ્યો ત્યારે મને બીજે લગ્ન કરવાનું કહી અહીં પણ સતાવવામાં આવતો હોવાથી, અને મારૂં લગ્ન મારી મનપસંદ જગાએ ચોક્કસ આપ નહીંજ કરશો એમ ધારી મારા તપેલા મનને ઠંડક આપનારી નારજાતી ફુલગુલાબી મનહરણી બુલબુલ કે જે ભાગ્યદેવીના પ્રભાવથી મને મળી આવતાં તેને મેં ગૃહણકરી, હાલમાં તેની સૌંદર્યતામાં મારૂં મન લીન થઈ જવાથી મારા તપેલા મનને આઈસ્ક્રીમ જેવી ઠંડક મલી છે, તેનો ખરો ચમત્કાર તે પોતાના તેજસ્વી મોતીના પાણીમાં જે વખતે વધારો કરશે તે વખતે તે વિજળીક ઝડપથી મારી ખરેખરી મદદગાર થશેજ એવી મને ખાસ ખાત્રીજ છે. કૃપા કરી હવે મારી શોધ કરશોજ નહિં અને મારી માણેકબાને બીલકુલ ગભરાવા દેશો નહિં, તેમજ મારા વ્હાલા મિત્ર ચીમનલાલ ને મારી સલામ જરૂર કહેશોજી છેવટમાં હવે મારા લગ્ન સબંધી ઈશ્વરની ખાતર કંઇપણ ખટપટ આપ કરશો નહિં એવી આપ પ્રત્યે મારી નમ્ર વિનંતી છે. લી૦

બહાર નીકળી બહાર જોવા જતો
આપનો રમતીયાળ છોરૂ 'બાબુ'.

સાંભળતાંજ આ વખતે માણેકશેઠાણી મૂર્છાવશ થાયછે. ઢળી પડતાં માણેકચંદશેઠ તેમને ઝીલી લે છે અને બગીમાં

સાચવીને બેસાડી કહેછે કે;--

'શાન્ત ! પ્રિયે શાન્ત ! વ્હાલી ? સાવધ થા ?

**હમણાંજ બાબુને શોધી લાવું છું !**

---

બીજી બાજુ ઝવેરચંદ શેઠ પોતાની ચીઠ્ઠી વાંચે છે;-

**વ્હાલી બા ઝવેર ને** ચોપાટી-મુંબઈ,

**પિતાજી ઝવેરચંદ.** તા. ૧૩-૩-૧૩.

લી. આપની રમતીચાલ મોતીનાં ઘણા પ્રેમથી પાયેલાગુ વાંચશોજી. અત્યારે આપના તરફના ઠપકાની બાત લખવી યોગ્ય નથી ધારતી, પણ ખાશ કરીને મારૂં લગ્ન મારી ઇચ્છિત જગ્યાએ નહિં થતું હોવાથી હું ભયભિત બની હું નાદાન તેમાંથી બચવા ધારી મારા અત્યારે આ જતા પ્રાણને બચાવનાર બાબુને મારો વિક્ટોરિયા ગાર્ડનમાં ગુંથેલો ગુલાબનો હાર તેમના કોમળ કંઠમાં મારા સ્વહસ્તે અર્પણ કરી દીધોછે; કે જે સુગંધીદાર તાજો ગુલાબનોહાર મારાપર જીંદગીપર્યંતની કૃપા કરી મનમાનીતા પ્રિય બાબુસાહેબે પોતાની ઘણી ખુશીથી હસ્તે વદને સ્વીકારી મને સદાને માટે આનંદીત કરી છે; તો હવે આપ મારાપર કૃપા કરી મારા લગ્નની કોઈપણ સ્થળે બીલકુલ વાત કરશો નહિં, તન મન અને ધન પ્રાણ-ગચ્યાની આનંદીત કરનાર બાબુ

સાહેબને સદાને માટે આપી ચુકીછું, અને તેમને મારા માટે પડેલા શ્રમને શાન્તિ આપવા તેમની સાથે મારી ઘણીખુશીથી ચાલી ગઈછું, તેમજ મારી વ્હાલી સરખી-સાહેલીઓ મારી જે જે વસ્તુઓ વખતે લેવા આવે તો તે જરૂર આપશોજી અને તેમને મારોવતી ઘણું ઘણું કરીને બોલાવશોજી. બસ એજ જીવતી હઈશ તો બા હું તને કોઈક દિવસપણ મળીશ.

**લી. મનની મુઝવણુમાંથી મુકતથયેલી**
**આપની રમતીયાળ બાળક 'મોતી'.**

સાંભળતામાંતો ઝવેરશેઠાણી બેહોશ થઈ જમીનપર ઢળી પડેછે, સાચવીને શેઠ તેમને વીકટોરીયામાં લઈ જાય છે; ને સમયસૂચકતા વાપરી હીમંતરાખી બોલ્યા કે 'પ્રિયે! આમ **શું ગભરાયછે? મોતી કયાં જવાની હતી? તેનાં કાળજાં બારછે, તે ચકોર છે, શું તેની લખવાની ખૂબી, જતાંજતાં પણ તને વિશારતી નથી,** તેટલામાં બંન્ને કોચમેનોને હુકમ થતાં વિકટોરીયાઓ જોતજોતામાં માણેકમહેલપાસે આવે છે. સર્વેજણ ઉતરી મહેલમાં જઈ એકદમ ડોકટરોને ટેલીફોન કરે છે. નોકરોને હુકમપર હુકમ થાય છે. આ શીન અહીયાંજ બંધ કરી મી. ઓલરાઈટ ને મોતીનીગાળા ગુમ થાય છે, તે તરફ નજર કરીએ.--



# મોતીનીમાળા ને હીરાનાહારનું ગુમ થવું.

બટુકનાં ફેન્શી કપડાંની વાત થતી હતી તેટલામાં નર્મદા નદીપરનો પ્રખ્યાત ગોલ્ડનબ્રીજ આવેછે. મોતીનીમાળાનો હુક્મ થતાં બટુક નાળીયેર વધાવેછે, ને પૂલની બહાર પૈસા નાંખતાં પાછા ખખડેછે. ત્યારબાદ ભરૂચનું સ્ટેશન પસાર થાયછે. મી. ઓલરાઈટ રેસ્ટ લેછે. રેસ્ટ પૂરો થતાં વડોદરાનું સ્ટેશન આવતાં રીઝવર્ડ ફર્સ્ટકલાસ ખાલી કરી સ્ટેશન બહાર જઈ મોતીવાળી ઝાલરની ફેન્શી રબરટાયરની ગાડીઓમાં બેશી રવાના થાયછે. રાત્રે પ્રખ્યાત માલતી-માધવનો ખેલ જોવા જવું, ગજગામીનીનો શીન પાસ કરવો, બટુકડી સાહેલી 'નાનકડી નાજુક નાર'નું ગાયન હાથમાં ચોપડી લઇ વાંચેછે, 'હીરા-મોતી' સાંભળી ખુશ થાયછે, નાટક ખલાસ થતાં પોતાના ખાસ ખાનગી ઉતારે જાયછે, બીજે દીવશે સહવારમાં ટીફીન કર્યાબાદ મી. ઓલરાઈટ 'મુંબઈનું ડેલી ન્યુઝપેપર' ખરીદે છે; ત્યારબાદ સર્વેજણ પ્રખ્યાત કમીટીબાગ જોવા જાયછે, આખો બગીચો જોવા ગાડીઓ દોડાવેછે; ત્યારબાદ સુંદર ઠંડી ગુફામાં બાંકપર બેસી પેપર વાંચતાં ખાસ પોતાની તાજી જાહેરખબર જોતાં મોતીનીમાળા સાંભળે તેમ વાંચેછે-

## —+— મ્હોટું ભારે ઇનામ. —+—

રૂપીઆ .૦૦૦૦૦૦૦૦૦૦૧ – ૧૦૦૦૦૦૦૦૦૦૦

ટેલીફોન નં. ૦ (ઝીરો). ટેલીગ્રાફીક એડ્રેસ '**માણેકમહેલ**'

આ ઉપરના સરનામાવાળુ ઈનામ ફક્ત—' ચોપાટીપરથી ગુમ થયેલાં **બાબુ** ને **મોતી** નામનાં માણસો'ને સાચવીને શોધી લાવનારનેજ આપવામાં આવશે. વીશેષ માહીતી માટે ઉમેદવારોએ જાતેજ મળવું. લી. માણેકચંદ ને ઝવેરચંદ.

Alright—You have heard this advertisement?

Motinimala--Yes my love, but now we should not loose a minute.

Alright—Then my doar Darling? What way should we take now?

Motinimala—Ah! Don't fear my love? Please kindly do hore as we have done on Chawpati.

જાહેરખબર પૂરી વાંચ્યા બાદ હીરા-મોતી હવે શું કરવું તેની ઈંગ્લીશમાં વાત કરેછે, ને પહેલું જેવું ચોપાટીપરથી પલાયન કીધું તેવોજ રસ્તો અત્યારે પસંદ કરી, ઝડપથી ગાડીઓમાં બેશી, ખાનગી ઉતારાપર જઇ સરસામાન લઇ ઉતારાના માલીકના હાથમાં નોટ આપી, વડોદરા સ્ટેશનપર પાંચેજણ આવી તઈઆર ઉભેલી **પંઝાબ-મેલમાં** બેઠક લે છે. થોડીજવારમાં **ગોધરાનું** સ્ટેશન આવેછે, જ્યાં સર્વે

ઉતરે છે; પણ તેટલામાંજ ત્યાં કોઈ વહેપારિ મી. **ઓલરાઇટ** પાસે ઇંગ્રેજી તાર વંચાવી ગુજરાતીમાં તેની હકીકત પૂછવા **આવેછે**, મી. ઓલરાઇટ તાર વાંચી પોતાનીજ **શોધની** હકીકત હોવાથી તે વ્હેપારિને તાર પાછો આપતાં કહ્યું કે **મહેરબાન** આગળ જઈ વંચાવો, ટાઇમ--વેસ્ટ થાય છે. તરતજ વિજળીક ઝડપથી, તેઓ પાંચેજણ એકદમ પાછાં **ડાકોર** જતી ગાડીમાં બેઠક પાછી લેતાં રૂવાબથી નાસ્તો કરી પાન ખાઇ, **મોતીનીમાળા** ને **હીરાનોહાર** ચેનબાજી કરે છે; એટલામાં **ડાકોરજીનું** સ્ટેશન આવતાં ત્યાં ઉતરી **એક આના** ટોલ ચૂકવતાં આગળ જતાં રસ્તામાં **મગદરીઆ** ગોર યજમાનોના નામવાળા ચોપડા લઈ સ્હામાજ ભેગા થતાં તેમની ગાડીઓ પોતાને ત્યાં ઉભી રખાવી ખાસ–ખાનગી ઉતારો આપે છે; તરતજ સર્વેજણ **રણછોડજી** મહારાજ નાં **ગોમતીજી**માં નાહ્યાબાદ **દર્શન** કરવા જાયછે. ત્યારબાદ નવી **ગીની**ની બે ઠેલીઓ ભેટ મુકી, પગે લાગી પાછા ઉતારે આવી મંદીરની પ્રસાદી જમી, ગોરને પાંચ ગીની આપી રાત્રે સર્વે રેસ્ટ લે છે. પણ બીજે દીવસે સ્હવારમાં

**મોતીનીમાળા, હીરાનોહાર. બટુકડી સાહેલી, ભટ ને રામો કંઇક અચાનક ગુમ થઇ જાયછે.**

May God Bless them. [સમાપ્ત]. M. D. Parikh.

# આશ્રય આપનારનાં મુબારક નામ.



**નડીઆદમાં**—પરમાર અંબાલાલ લાલદાસ. પટેલ આશાભાઈ ઝવેરભાઈ. કાશીભાઈ વાઘજીભાઈ દેશાઈ. ઘુઘરાવાળા મગનલાલ ગણેશ. ગોર મોહનલાલ મગનલાલ. પંડ્યા નટવરલાલ મગનલાલ. છોટાભાઈ અંબાલાલ દેશાઈ. એ. પી. ભાટીઆ. દેશાઈ છોટાભાઈ હાથીભાઈ. બારૈઆ અંબાલાલ ખોડાભાઈ. ચતુરભાઈ નરોતમદાસ. પટેલ છના-ભાઈ જીવાભાઈ. પટેલ મણીભાઈ ઉમેદભાઈ. કીરપાશંકર મુળશંકર ધનજીભાયર. પરીખ દામોદરદાસ ચીનલાલ બાસુદીવાળા. નાનાભાઈ ભાઈજીભાઈ વાજાંવાળા. નારણદાસ હીરાલાલ વોરા ૪ ચોપડી. સોની ખુશાલભાઈ દાજીભાઈ. ઇસમાઇલ અહમદભાઈ ટેલર. કંશારા કુંજનલાલ જીવનલાલ. માસ્તર મોતીલાલ માધવદાસ શાહ. પટેલ ઝવેરભાઈ ભુલા-ભાઈ. પરીખ રમણલાલ બળદેવદાસ. પટેલ રણછોડભાઈ સોમાભાઈ એફ. ડી. પટેલ ફોટોગ્રાફર. મીસ્ત્રી ડાહ્યાભાઈ મોતીરામ. કાપડીઆ ચીમનલાલ મુળજીભાઈ. દેશાઈ નારણભાઈ નાથાભાઈ. દલાલ ગોકળદાસ મગનલાલ. કંશારા મહમદભાઈ વલીભાઈ. મીસ્ત્રી શંકરભાઈ મગનભાઈ. મીસ્ત્રી સોમાભાઈ ઇશ્વરભાઈ. મીસ્ત્રી ઇશ્વરભાઈ હરીભાઈ. મીસ્ત્રી પરસોતમ ગીરધરદાસ. શરદાવાળા નારણદાસ મુળજીભાઈ. રણછોડભાઈ ખોડાભાઈ. ચીનલાલ રણછોડભાઈ શાહ. કુવાર બાબરભાઈ હરજીવનદાસ. દરજી બેચરભાઈ છગાભાઈ. માળી ડાહ્યાભાઈ પીતાંબરદાસ. ચીમનલાલ લલુભાઈ સાહ. દેશાઈ ચુનીલાલ નાથાભાઈ. ટેલર ફુલચંદ અમીદાસ. ગોકળશી જમનાદાસ નાથાભાઈ. મીસ્ત્રી શંકરલાલ રણછોડભાઈ. મેમન

# આશ્રય આપનારનાં મુબારક નામ.

**નડીઆદ**— નુરમહમદ અલાદીન. બેચરભાઈ નાનજીભાઈ ચોપડી. પુરશોતમદાસ દયાશંકર. પટેલ ચતુરભાઈ હરીભાઈ. સોની બાપુલાલ પરભુદાસ. દેશાઈ પ્રાનલાલ ચુનીલાલ. શાહ મણીલાલ ત્રીભોવનદાસ રણછોડદાસ. દેશાઈ જીવણલાલ ગોરધનદાસ. મુળજીભાઈ ગીરધરદાસ દાણી. કાછીઆ છનાભાઈ પુંજાભાઈ. સાહ અંબાલાલ દલસુખભાઈ. પટેલ વલવભાઈ નાનાભાઈ બારોટ અમરતલાલ ત્રીભોવનદાસ. બારોટ વાસુદેવ પુંજાલાલ. દેસાઈ સોમાભાઈ મંગળભાઈ. કારપેન્ટર અંબાલાલ ભુખણદાસ. વોરા ઇસમાઈલ રસુલભાઈ. કારપેન્ટર આદીતભાઈ મુળજીભાઈ. દવે ગીરધરલાલ ગણપતરામ. પટેલ નાથાભાઈ જેઠાભાઈ. પરીખ સોમાલાલ મોતીલાલ. સાહ ગોરધનદાસ છગનલાલ. મંજુલાલ સોમાભાઈ જનોડીઆ. સોની હરજીવનદાસ ચુનીલાલ. પાટણવાડીઆ રાજીભાઈ વાઘજીભાઈ. ભટ રામશંકર રેવાશંકર. દેસાઈ શંકરભાઈ મીઠાભાઈ બીન લાલાજી. પુંજાભાઈ ફુલજીભાઈ બારોટ. મગનલાલ સોમાભાઈ. મી. દાદુરામ, ટીમરચંદ. સોની અરજુનલાલ ટેલર લીકમલાલ ગોકળદાસ. મલેક અહેમદ મહમદ. પટેલ ઉમેદભાઈ મોતીભાઈ. ચુનીલાલ નાનાભાઈ દેશાઈ. ટેલર છોટાભાઈ કાળીદાસ. પંચાલ ઝીણાભાઈ ભાઈચંદ. બ્રહ્મભટ બાપલાલ પરશોતમદાસ. પરીખ મણીલાલ મોતીલાલ. રાવળ પરસોતમ મોતીભાઈ. કારપેન્ટર મોતીભાઈ ઓઘાભાઈ. વ્યાસ શનીશંકર આદીતરામ. બાપુલાલ ભગવાનદાસ. સાહ મોતીલાલ મગનલાલ. પટેલ અંબાલાલ નાથુભાઈ. ભાંકાભાઈ બીજલભાઈ રબારી. મલેક મહમદભાઈ નજુભાઈ. બીખાભાઈ કરસનદાસ

એ. એચ. નીશારઅલી. દરજી શંકરલાલ પીતાંબરદાસ. ડાહયાભાઇ કલાંણુભાઇ. એમ. એસ. દેશાઇ. ઇસમાઇલ જમાલભાઈ ઇંદોરીઆ. કાછીઆ શનાભાઈ મંગળદાસ. પટેલ છોટાભાઈ દેશાઇભાઈ. વ્યાશ માનેકલાલ ગવરીશંકર. પઠાણ મુસ્તફાખાંન રહેમતખાંન. કાછીઆ હરીભાઈ સોમાભાઇ. કાછીઆ માનેકલાલ આદીતરામ. દેશાઈ અંબાલાલ બાબરભાઇ. મીસ્ત્રી ચુનીલાલ ત્રીભોવનદાસ. ભટાભાઇ પરભુદાસ. મેમણ ઉમર સુલેમાન. દવે અંબાલાલ મુળજીભાઈ. વોરા સલેમાન મીયાજી. મંગળભાઇ ગોકળભાઈ. દયાળદાસ ગુરૂગોવર્ધનદાસ. શાહ છોટાલાલ હરીલાલ. પરીખ હરીલાલ કેશવલાલ. શાહ અંબાલાલ હરીવલવદાસ. શાહ મણીલાલ મથુરભાઇ. કાછીઆ છનભાઈ પુંજાભાઇ. પઠાણ ઉમરાવખાંન કાલેખાંન. ડોશી ખુશાલભાઇ જેચંદ. કંશારા કાનજી હીમચંદ. પટેલ જીવાભાઈ મોતીભાઈ. શોની શંકરલાલ ભીખાભાઈ. પરીખ ચીમનલાલ મોહનલાલ. માસ્તર ચુનીલાલ હરગોવીંદદાસ. હરીલાલ ઇશ્વિરલાલ. સાહ અંબાલાલ દલસુખભાઈ. ભટ ચુનીલાલ જટાશંકર. દેશાઈ ત્રીકમલાલ મોહનલાલ. ગાંધી બાલાશંકર લક્ષમીશંકર. શાહ હરીલાલ દામોદરદાશ તેલવાળા. પટેલ ઇશ્વરભાઈ ભુલાભાઈ ફોટોગ્રાફર. દેશાઈ જીવનલાલ ગોરધનદાસ. હીમતલાલ ઝીણાભાઇ પાનમરચંટ. મીઠાવાળા ફીરોજશાહ અરદેશર. ઘુઘરાવાળા સોમાભાઈ ગણેશભાઈ. મોતીભાઇ હીરાભાઈ. કેશવલાલ રાઘવજી લુવાણા. મંગળભાઈ બેચરભાઇ. પગી. અભાભાઈ કાભાઈ. ગોશાંઈ મયાગર લાલગર. બારોટ પુંજાભાઇ બેચરભાઈ. ભાવશાર દામોદર ઝીલાભાઇ. પાટણવાડીઆ ફુલાભાઈ વાઘાભાઇ. કનઈલાલ છગનલાલ પટવા. ખરાદી પોપટલાલ રામજીભાઈ

વોરા ઈબ્રાહીમ મહમદભાઈ. વાજાંવાળા નાનાભાઈ ભગજીભાઈ. પટેલ મનીલાલ જીભાઈ. રેવાદાસ મનસુખરાંમ મહેતા. પઠાણ રસુલખાં મહમદખાં કંસારા ગીરધર રૂપચંદ. ઠાકર મગનલાલ સોમનાથ. દેશાઈ અંબાલાલ બાબરભાઈ બીડી–મરચંટ. બાપુભાઈ મનોરદાસ. જીવરાજ અરજનભાઈ મીસ્ત્રી કાઠીઆવાડી. ફોટોગ્રાફર ગીરધરલાલ પી. માસ્તર. શેખ શંકરભાઈ મથુરભાઈ. દેશાઈ ચંદુલાલ કેશવલાલ. હીમનલાલ ગપનલાલ પરીખ પટેલ ડાહયાભાઈ નાથાભાઈ. વોરા ઈસ્માઈલ અહમદ. પટેલ અબાલાલ કીશોરભાઈ. પટેલ શંકરભાઈ દાદાભાઈ. ધરૂવ રામદાશ હરગોવનદાશ. ગોંશાઈ મણીગર ઈચ્છાગર. મંગળભાઈ બાબરભાઈ દેશાઈ. અંબાલાલ મુળજીભાઈ કાછીઆ. જોરી લક્ષ્મીશંકર પ્રભાશંકર. પટેલ નરસીંહ બકોર. દવે રવીશંકર જેશંકર. મુળજીભાઈ બેચરભાઈ ભટ. વેરાગી રામદાશ દયાળ. ભોગીલાલ પ્રભુદાશ શાહ. શાહ રમનલાલ મગનલાલ. ત્રીવેદી વશંતરામ બાપલાલ. શાહ ચુનીલાલ મોતીલાલ.

**ઉતરસંડા**–પટેલ નાથાભાઈ છોટાભાઈ. વોરા ઈશમાઈલ હાશમ.

**આણંદ**— દવે ઘનસ્યામ કીસ્નારામ. ઇનામદાર કાળીદાશ જેભાઈ–મુ. વલાશણ. મી. હીમતલાલ નરોતમદાશ. ચેરમેન છનાભાઈ નારણભાઈ–અગરપરા. શાહ હીરાલાલ નરોતમદાશ. શાહ ચીમનલાલ માણેકલાલ. પટેલ અંબાલાલ શંકરભાઈ. રણછોડલાલ જેઠાલાલ ભાવશાર–ખેરડા. ભટ ચુનીલાલ દલસુખરામ. બાપુલાલ કાનજી શાહ. શુકલ કેશવલાલ મહાશંકર, **પેટલાદ.** ભાઇચંદ ત્રીભોવનદાશ શાહ **ધ્રાર**–ગીરજાશંકર ત્રીભોવનદાશ. પટવારી ગીરધરલાલ આદીતરામ. **મહાદેવપુરા**–હરીપ્રશાદ નારણલાલ મહેતા. **મઉધા**–છોટાલાલ બાપુલાલ શાહ.

**ગોધરા**—ટેલર શંકરલાલ મનસુખ. શાહ મોતીલાલ દલસુખભાઈ ગાંડીઆ. જેશંગભાઈ દામજી. શાહ ત્રીભોવન અમરતલાલ.

**ભરૂચ**—ડાહ્યાભાઈ નાથાભાઈ. વીઠલભાઈ હાજીભાઈ કેળનીબીડીવાળા ડી. માસ્તર. **ગઢાળી**— શોનાગઢ. ભાવશાર અભરાજ હરજીવનદાશ **થાણા**—માસ્તર શંકરલાલ આર. પંડ્યા. **કડલાલ**—ડોકટર ત્રીકમલાલ નગીનદાસ. **વલશાડ**—શેખ અહેમદ અમીન. **ખંભાત**— ભીખાભાઈ નાથાભાઈ કાપડીઆ શેક્રેટરી. દેશાઈ છોટાભાઈ હાથીભાઈ. દેશાઈ સોમાભાઈ ડુંગરભાઈ. **સુરત**—ચુનીલાલ કેશવલાલ કપડવાલા. પેન્ટર આત્મારામ. **ખેડા**— શાહ મણીલાલ ત્રીકમલાલ. શાહ કેશવલાલ તીકમલાલ. શાહ જેઠાલાલ ચુનીલાલ. શાહ બાઈલાલ નાથાભાઈ. મોદી માણેકલાલ નાથાલાલ. શાહ છોટાલાલ ભુલાભાઈ શંધાનાવાળા. ભાવશાર મગનલાલ કેવળદાશ. શાહ ચીમનલાલ કુબેરદાશ. મંદીશરીયા શોમાલાલ છોટાલાલ. **મહેમદાવાદ**—ઈશ્વરભાઈ જમાલભાઈ વોરા. શાહ ઈશ્વરલાલ ચુનીલાલ. ભાવશાર શંકરભાઈ મનોરભાઈ ૪ કોપી. કોઠારી વીઠલભાઈ અમરતલાલ. **અમદાવાદ**—શોમેશ્વર નાનાલાલ ત્રીવેદી. શેઠ રતીલાલ નગીનદાશ. મગનલાલ સોનાભાઈ. નંદલાલ કેશવલાલ શાહ. પરીખ તીકમલાલ અમરતલાલ. પરીખ શકરાભાઈ ગોકળદાશ. શા. બાઈચંદ લલુભાઈ **નાંદોદ**—ટેલર નાથાભાઈ દયાળભાઈ. રાના ભગવાનભાઈ ભાનાભાઈ. મુળજીભાઈ મોતીલાલ મહેતા. ગરબડભાઈ બાપુભાઈ. તીવેદી મણીલાલ ગોકળદાશ. મી. રતનલાલ ગીરધરદાશ.

**નોટ—મહેરબાની કરી જે ગ્રાહકોએ ચારઆના બાકી રાખેલા છે, તેઓ પઈશા આપી પોતાનું પુસ્તક લઈ જશે.**